# વર્તારો

યાને

# ભવિષ્ય-દર્શન



લખનાર :— પંડીત શ્યામસુંદર ચત

—————

એડવરટાઈઝર :— શીવદાસ

( નાટક, સીનેમા અને વેપા

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય અમદાવાદ ગ્રં ૮૨: ૮૬, ૧૯૪૫
ગુજરાતી કૉપીરાઈટ સંગ્રહ

# પૃથ્વીનો પ્રલય ક્યારે થશે ?

પૃથ્વીના નાશ થવા માટેના જુદા જુદા જોષીઓના સેંકડો વર્તારા છેલ્લા થોડા વરસોમાં નીકળીચુકયા છે. છતાં આપણી આ પ્રાચીન પૃથ્વી પોતાની ધરી ઉપર સુર્યની આસપાસ નીરાંતે પરીભ્રમણ કર્યાજ કરે છે, જરાએ આંચ આવે એમ લાગતું નથી.

અમેરીકામાં ઈલીનોઇસમાં આવેલા ઝાયોનશહીમાં વીલ્બરગ્લેન વોલ્વીયા નામનો એક ભવિષ્યવેતા છે. એણે ઘણી આગાહીઓ કરી છે તેની છેલ્લામાં છેલ્લી ભવિષ્યવાણી ઇ. સ. ૧૯૪૩ માં પૃથ્વીનો નાશ થશે એવી છે.

જુદા જુદા ધર્મશાસ્ત્રોમાં પણ પૃથ્વીના નાશ માટેની જુદી જુદી આગાહીઓ મોજુદ છે. આંદામાન બેટના મુળ વતનીઓના ધર્મ શાસ્ત્રોમાં છે કે એક મહાન ધરતીકંપથી પૃથ્વી ખળભળી ઉઠશે. અને જીવતાંઓનું સ્થાન મરેલા લેશે.

મીસરના પીરામીડ ઉપરથી ભવીષ્ય ભાખનારાઓ જાહેર કરે છે કે ઈ. સ. ૨૯૨૬ માં પૃથ્વીના ભાંગીને ભૂકા થઈ જશે.

એસ્કીમો માને છે કે એક મોટી રેલ આવશે અને જગતની તેમાં જળસમાધી થશે.

રસીયામાં સેકર નામના ધર્મના અનુયાયીઓ પૃથ્વીના અંત વીષે ધ્રુજતા ધ્રુજતા ઉપદેશ કરતા કે ભયંકર ધડાકા થશે અને પૃથ્વીના ચુરેચુરા થઈ જશે રસીયન સરકારે એ ધર્મના અનુયા- ...ને દીવાના શાળાઓમાં બંધ કર્યા છે જેમ ધર્મોમાં પૃથ્વીના ...ે જૂદા જૂદા અભીપ્રાયો છે તેમ વીજ્ઞાન શાસ્ત્રીઓમાં ...ાન્યતા છે, સર જેમ્સ જીન્સ નામનો એક વીજ્ઞાન ... ગતીના બે વીભાગ છે એ બન્ને વીભાગો ...ૂકળવાથી થીજી જઈ પૃથ્વીનો નાશ

થશે. કેટલ.ક વીજ્ઞાનીઓ માને છે કે એક વખત ચંદ્ર પૃથ્વી સાથે ભટ ાશે અને તેના ટુકડાઓ પૃથ્વીની આસપાસ ભ્રમણ કરશે.

વીજ્ઞાનશાસ્ત્રી—હાલ્ડેન જણાવે છે કે ત્રણ કરોડ અને સાઠ લાખ વર્ષો પછી ચંદ્રના ફાટવાથી પૃથ્વીનો નાશ થશે.

કલેમેરીમ નામનો એક ફ્રેંચ વિદ્વાન જણાવે છે કે પૃથ્વી ધીમે ધીમે ઠંડી પડતી જશે એની ગતી મંદ થશે સુર્યનો પ્રકાશ ઓછો થતો જશે અને આખરે શીતળતા અને અંધારૂં સર્વ વ્યાપક બની જશે. એમની ગણત્રી પ્રમાણે એ ભય પૃથ્વી માટે એક કરોડ વર્ષ પહેલા નથીજ.

ઓલાફ સ્ટયલડન નામનો વીજ્ઞાન શાસ્ત્રી કહે છે કે પૃથ્વી કોઇ ગ્રહ સાથે અથડાશે અને ધુમાડાના ગોટેગોટામાં—આકાશમાં લીન થશે વીજ્ઞાન શાસ્ત્રીઓ માને છેકે પૃથ્વીનો નાશ કોઇ ચમત્કારથી ાહીં પણ પૃથ્વી માત્ર વૃદ્ધાવસ્થાથી જ જર્જરીત બનીને નાશ પામશે.

## સંવત ૧૯૯૪ વર્ષનું ભવિષ્ય દર્શન.

(લખનાર પંડીત શ્યામસુંદર ચતુર્વેદી)

શ્રી૦ સંવત ૧૯૯૪ બહુ ધાન્ય નામનો સંવત્સર આ વર્ષના રાજા શુકર છે. તેથી વરસાદ સારો અનાજ ઠીક પાકે પ્રધાન બુધ હોવાથી પ્રજામાં પૈસા ટકાનો વધારો થાય સુખકારી સારી રહે રાજકીય બાબતોમાં અનેક ફેરફારો થઇ બેકારી નીવારણ અને પ્રજાની આબાદીના અનેક કાર્યોના સફળ અખતરા થશે. વર્ષના મધ્ય સમયમાં હીંદ બહારની પ્રજાઓમાં મહા યુદ્ધનો પુરો સંભવ એ યુદ્ધ હીંદની પ્રજાને અનેક રીતે લાભદાયક નીવડશે.

પ્રકાશક : **શીવદાસ કેસરીઆ**, કાલબાદેવી રોડ—મુંબઈ છાપનાર : **ગોવિન્દજી ડાહ્યાભાઇ નાયક**, શ્રી અનાવિલ બંધુ પ્રેસ, બરાનપુરી ભાગળ,—સુરત.

# સંવત ૧૯૯૪નું બાર રાશીઓનું ભવીષ્ય.

**મેષ–અ. લ. ઈ.** માનવંતા મિત્ર આપનો સ્વામી મંગળ છે. આપના મંગળ અને ગુરૂવાર સારા છે. શનિ અને રવીવાર દીન ખરાબ છે. કોઇ પણ શુભ કામ, ખરીદ કરવું, પરદેશ જવું, નવું વસ્ત્ર ધારણ કરવું વિગેરે કામો તે દિને કરવા માટે મનાઇ છે વર્ષમાં જોખમનો ધંધો કરવો નહિ. સાહસ કરવું નહિ. આ વર્ષમાં ચૈત્ર, અને અસાડ માસ ઘણાજ સારા છે માટે તમો પોતે સ્વતંત્ર પોતા થકી ધંધો કરશો તો સારામાં સારો લાભ મળશે.

આ વર્ષમાં શારિરીક વેદના થાય, ચિન્તા રહે, ચિત્ત ચગડોળ ચડે, કોઇ ભમાવનાર ફસાવનાર મિત્ર સ્નેહી મળે, શરીરે બેચેની રહે મનમાંને મનમાં મુંઝાયા કરો, એકંદરે વર્ષ સારૂં છે. પ્રભુકૃપા એજ. સગાં, કુટુંમ્બ સાથે લેણાદેણી સારી નથી.

**વૃષભ–બ, વ, ઉ.** ભાઇશ્રી આપનો ગુરૂદેવ સ્વામિ શુક્ર છે. હર શુક્રવારે શુભ કામ કરવું ત્રીજા ભુવનમાં જેનું સ્થાન છે. આપ તો જબાન મીઠી મધુરી સાકર જેવી રાખો છો સ્ત્રી વિષયમાં સારામાં સારો રસ લઇ શકો છો. મન ચંચળ રહે છે. તમારી તમામ આવકનો હીસાબ વિચાર રાખ્યા વગર ખર્ચ કરી ફના થાવ છો.

ચાલુ વર્ષમાં કારતક, મહા, વૈશાખ અને ભાદરવો ઘણાંજ સારા છે. પણ કોઇના ભરોસે ભચકાતા નહી. તમારી સ્ત્રી તમારી પ્રત્યે બહુજ શુદ્ધ ભાવના રાખે છે. તમારી સ્ત્રી તમારી સામે થતી હશે તે કબુલ છે. પણ એ તમારા અને પોતાના લાભને માટે ચાહે છે. વર્ષ સાધારણ સારૂ છે. સમજીને ચાલો તો ઠીક.

**મિથુન–ક, છ, ઘ.** ભાઈશ્રી આપનો ગુરૂદેવ સ્વામિ બુધ છે. અને તે બીજા સ્થાન પર છે, ગુપ્ત કે જાહેર અગર શુભ કામ સોમવારને માટે કદી કરવું નહિં બુધ દેવની પુજા કરવી આપનો સ્વભાવ જરા

તીખો છે. જરા જરામાં ગુસ્સે થઇ જાવ છો. પણ હૃદયના બહુજ ભોળા અને માયાળુ છો. માયાના ખેલમાં તમો મદારી રૂપે ફરો છો. તમારા ભેદ બહુજ ઉંડા, રૂડા, માલુમ પડે છે. આવક મુજબ ખર્ચ કરવામાં જરાકે ઢીલ રાખતા નથી. ઉદારતા છેજ પણ જેટલું આવ્યું તેટલું ખર્ચવાને માટે તૈયાર, પણ તેતો તમારી મરજીની વાત છે. આ વર્ષમાં માગસર, ફાગણ, જેઠ, ભાદરવો સારામાં સારા છે, રોગ સ્થાન વાયુ અપચો, આંખે અંધારા આવવાં, ચિન્તા, મગજ શુન્ય રહેવું. અને લોહી બિગાડ એકન્દરે વર્ષ ઠીક છે.

**કર્ક–ડ, હ,** ભાઇશ્રી આપનો સ્વામિ ચંદ્રમા છે. ગુરૂદેવ તેજ સમજવા. પહેલા ભુવનમાં નિવાસ છે. પોતાની સ્રી પ્રત્યે સારામાં સારો લાભ છે. તમારૂં હીત ચાહે છે, તમારી પાસે હાજર જવાબ માગે છે. બહાર ખર્ચો વધારે, મિત્રોમાં જલસા કરો છો. ઉછીના લાવીને મજા તો કરવી એજ તમારો હક છે, તમારા દરેક શુભ કામમાં સોમવાર સારો છે, મંગળ ખરાબ છે. બહાર ગામ લાભ છે. ચાલુ વર્ષમાં પોષ, ચૈત્ર અસાડ ઘણાજ સારા છે. ફાગણ, આસો તદ્દન ખરાબ છે તમરા સ્થાનીક પોતાના ગામમાં ધંધામાં બરકત નથી. તમો ઘરમાં કોઇના અંકુશમાં રહેવા માંગતા નથી, સ્વતંત્ર વિચારોથી કામ કરવા ચાહો છો, રોગ સ્થાન વાયુ અને બાદી રહેશે એકંદરે વર્ષ સાધારણ કહી શકાય.

**સિંહ–મ, ટ,** મહેરબાન સાહેબ ચંદ્ર રાતના ખીલે છે તેમ તમે રાતના ખીલો છો. વિલાસમાં, વાણીમાં, વિવાદમાં શુરા છો, આપના વિચારો આનંદમાં અને પ્રફુલ્લિત રહે છે. સિંહ જેવી ગર્જના કરે છે તેવો ગર્જના કરો છો પણ હાલમાં તો તમારે માટે અંધારી રાત છે. ચંદ્ર વાદળમાં છુપાય છે. સગા સ્નેહી વિઘ્નસંતોષી, ધંધામાં લાખના બાર હજાર, વિચારો હિમાલય જેટલા ઉંચા પણ નાની ટેકરી ચડતાં પગ લપસી

જાય છે એટલે હતા કયાં? તે ત્યાંના ત્યાંજ આમ બાબત છે, કોઇને સારૂ કહેશો તો પણ ખરચ લાગશે. આ પ્રમાણે દિનમાનનું ચક્ર ફરે છે, ખર્ચ મુશીબતે મળી આવે છે. વતનમાં સુખ નથી તમારા અંગત મિત્રો કે સગાઓ એક પાકા શત્રુ સમાન જોઈ-મીઠી ભાવના રાખી રહ્યા છે. હૃદયમાં ઝેરના કયારાઓ ભરપુર છે, ચાલુ વર્ષમાં આસો, પોષ, ચૈત્ર ઘણુંજ ખરાબ છે. કારતક, માહ, અષાડ, વૈશાખ, ભાદરવો ઘણુંજ સારામાં સારા છે. એકંદરે વર્ષ ઠીક છે.

**કન્યા–પ, ઠ, ણ.** ભાઇ સાહેબ આપનો સ્વામી બુધ છે બીજા ભુવનમાં તેનું સ્થાન છે. મગજપર વાયુ વિચારો હંમેશાં રહે. પેટમાં બાદી અને વાયુ રહેશે, વિચારોની પરંપરા હારમાળા જાગે મગજ શુન્ય થઇ જાય, ચિત્ત વ્યાકુળ વ્યાકુળ બને શું કરૂં, કયાં જવું કયાંથી લાવવું કમાણીમાં આવક ઓછી. આવકમાંથી પણ કાતર મુકાય છે સગાસ્નેહી વિઘ્નસંતોષી છે રગડામાં લોહી ખરાબ થઈ શરીરને વારંવાર દુઃખ કરે છે; વ્હેપાર ધંધામાં તમો તમારી જાતે ખરીદીમાં કે વેચાણમાં સ્વતંત્રપણે સારામાં સારો લાભ ઉઠાવી શકો, ચાલુ વર્ષમાં કારતક, માહ, વઇશાખ ઘણુાજ ખરાબ છે. માગશર, ફાગણ, જેઠ, ભાદરવો. એ સારા છે.

**તુલા–ર, ત.** ભાઈશ્રી આપનો ગુરૂદેવ સ્વામી શુકર છે, ત્રીજા ભુવનમાં જેનું સ્થાન છે. મિત્રો બહુ મળશે, સ્વપ્નામાં અનેક દેખાવો માલુમ પડશે. શરીરમાં અગ્ની જેવી આગ બળતરા થવી. મુસાફરીમાં ફાયદો થશે શુભ કામમાં શુક્રવાર સારો છે. રવોવાર તદ્દન ખોટો છે. મિત્રો તરફ સાવધાન રહેવું, પોશ, ચઇતર, અસાડ, આ મહિનાઓ લાભદાયક છે. માગસર, ફાગણ એ તદ્દન નઠારા છે ખર્ચ તમો હદ બ્હાર કરી મુકશો; સમજીને ચાલવું.

**વૃશ્ચિક-ન, ય.** ભાઈશ્રી આપનો સ્વામી મંગળ છે આપણી વાણીથી તમો ભલભલાને મુગ્ધ કરી શકો. તમારી પોતાની મહેનતે સ્વતંત્ર ધંધાથી બહુજ નફો મેળવી શકો અગર જો નોકરી હોય તો માનથી, પ્રેમથી તમારી કદર થાય. પાસેના બેસનારા તમારા સ્નેહી કે મીત્રો દગો એક વખત દેશે માટે ચેતીને રહેવું. સ્વભાવ તમારો શાંત અને દયાળુ રહેશે. સાથે સહનશક્તિ પણ સારી છે. કારતક, માહ, ચઈતર, અસાડ, આ માસ સારા છે. એકંદરે વર્ષ સફળ છે. પ્રભુ કૃપા.

**ધન- ભ, ધ, ફ, ઢ** મહેરબાન સાહેબ ગુરૂદેવ બ્રહસપતી છે. ગુરૂવાર આપને માટે હરકોઈ કામમાં સારો લાભ આપી શકે. કોઈ વખત ગર્વધારી થાવ છો, ધંધામાં, પઇસામાં મુસાફરીમાં ચાન્સ મળે, પણ ઘરમાં બેઠા ખાવ એવું લાગે છે. કારતક, માગસર સારા છે તેથી વધુ જેઠ માસ સારો છે, કોઇની સાથે કોઈ ધંધામાં ભાગીદારીમાં પડશો. નહીં. ઈશ્વર કૃપા.

**મકર-ખ, જ** આપનો ગુરૂ સ્વામી શનીરાજ છે, તેમનું સ્થાન સાતમા ભુવનમાં છે. સ્વભાવ તમારો ઉદાસ બને-નરમ રહે છે, કોઈને દુઃખ દેવામાં તમો રાજી નથી, હરેક કામમાં શનીવાર સારામાં સારો છે. આ વર્ષમાં તમોને પોષ, ચૈત્ર અને અસાડ સારા છે જેમાં આશો બહુ લાભ આપે, રોગસ્થાન આંગળીઓથી માંડીને ખભા સુધી; હાથમાં કોઇપણ જગાએ દુઃખાવો થવો જેથી કામ ધંધામાં પણ અટકી પડો; બુદ્ધી સારી, ભલી અને દયાળુ છો, પ્રભુ કૃપા.

**કુંભ ગ, શ.** મહેરબાન સાહેબ આપનો ગુરૂદેવ સ્વામી શની છે, સાતમા ભૂવનમાં તેનું સ્થાન છે. આપના હરેક શુભ કામને માટે શનીવાર તથા શુકરવાર સારામાં સારા છે ગુરૂવાર

તથા રવીવાર દરેક કામમાં તદન ખરાબ છે. તમારા હાથમાં નાણુ આવે કે તુરત તમો તમારા મીત્રોમાં ખલાશ કરી શકો. પરદેશમાં લાભ છેઃ જ્યારે જ્યારે પઈસા મળે ત્યારે આપ બાદશાહી ઠાઠ ભોગવવાને માટે આતુર થાવ છો. કાલ સવારની ફીકર કરતા નથી સ્વભાવ આનંદી, પ્રફુલીત ખુશમાં રાખો છો તમારી ધારણા, તમારા વિચાર, અને તમારી મુશ્કેલી તમોજ સમજી શકો છો, બીજાને તમારી વાત હસવા જેવી લાગે છે. રોગ સ્થાનમાં-શરદી વાયુ, આંખોના ખુણા કદી કદી ફરકવાં આ ચિન્હ સારાં નથી. તેમ બહુ અનીષ્ટ નથી. ચાલુ વર્ષમાં તમોને વૈશાખ, શ્રાવણ, કારતક સારા છે. અશાડ માંદગી કરાવે; આસો તદ્દન ખરાબ છે. એકંદરે વર્ષ ઠીક છે. પ્રભુ કૃપા શુભાસ્તુ.

**મીન-દ, ચ, ઝ, થ.** ભાઇસાહેબ આપનો ગુરૂદેવ સ્વામી બ્રહસ્પતિ છે. આપના હરેક કામમાં ગુરુવાર સારામાં સારો છે. ગુરૂવારનું વૃત કરવાથી લાભ થાય. બુધવાર દરેક કામમાં ખરાબ છે. રોગસ્થાન-અંદરની ગરમી, શરીરે વાયુ, મગજપર અને છાતી પર પિત્તની બહુજ અસર થવી. સ્વભાવ તામસી, તીખો, ગુસ્સે બાદ, ભાષા મીઠી તો ખરી. વર્ષમાં ભાદરવો ઘણોજ સારો ; શ્રાવણ માન્દગી કરાવે. એકંદરે વર્ષ સારામાં સારો લાભ આ શકે તેમ લાગે છે. પછી પ્રભુની મરજી.

---

તમને મુન્જવતા તમારી જીંદગીના કોઈપણ બે પ્રશ્નોનો જવાબ જ્યોતિષ અને રમલ શાસ્ત્રના આધારે મેળવવા માટે તમારૂં પુરૂં નામ ઠેકાણું-ઉમર-સાથે પ્રશ્ન અને પ્રશ્ન લખવાનો ટાઈમ.

પાંચ આનાની ટીકીટો સાથે લખી મોકલો.

**પંડીત શ્યામસુંદર ચતુર્વેદી.**

C/o પો. બો. નં ૧૧૧, **કરાંચી** (સિંધ)